૧૯૨૫

દસ્તૂર નેરીઓસંગ ધવલનાં ઇજશ્નીનાં

સંસ્કૃત ભાષાંતરનો

ગુજરાતી તરજુમો.

125

# સંસ્કૃત ભાષાંતરનો

# ગુજરાતી તરજુમો.



કર્તા

જમશેદજી માણેકજી ઉનવાલા—પી. એચ. ડી.

( હાઇડેલબર્ગ, જરમની. )



સને ૧૯૨૫ ઇસ્વી.     સને ૧૨૯૪ ય. જ.

# પ્રસ્તાવના.

ઉપલાં નામનાં અંગ્રેજી પુસ્તકનો ગુજરાતી તરજુમો કરવાનો મને ઘણી તરફથી આગ્રહ કરવામાં આવ્યો છે, જેને માન્ય કરી હું આ નાનકડુ ચોપાન્યુ બહાર પાડવાની હિંમત કરૂં છુ. મારાં અસલ અંગ્રેજી પુસ્તકમાં મે મારા અવસ્તા અને પહેલવી અભ્યાસનુ પરિણામ જાહેર કર્યુ છે, અને ખાસ કરી ભાષાશાસ્ત્રને આધારે કેટલીક બીકટ પહેલવી ભાષાની લોગટ ઉપર વિસ્તારીને વિવેચન કર્યુ છે, જેથી આ પુસ્તક માત્ર અભ્યાસીઓનેજ લાયકનું થવા પામ્યુ છે. આ કારણથી મે આ ગુજરાતી ભાગમાં આપણા પારસીઓને જાણવાજોગ કેટલીક બાબદોનો પ્રસ્તાવનામાં સમાવેશ કીધો છે.

**આ સંસ્કૃત તરજુમો કરવાનું કારણ**

જ્યારે હુ જરમનીનાં મ્યુનિચ શહેરની પાઠશાળામાં લેકચરર તરીકે મરહુમ પ્રો. કુહનના હાથ હેઠળ કામ કરતો હતો, ત્યારે આ વિદ્વાને મારૂ ધ્યાન નેરીઓસગના ઇજસ્નીનાં સંસ્કૃત તરજુમા ઉપર ખેંચી. ખાસ કરી આ તરજુમામા આવતી ક્રિયામાર્ગની બાબતોના ઇસારા ઉપર વર્ગમાં વિવેચન કરવા સુચવ્યુ, જે માન્ય કરી વખતઅનુસાર માત્ર ૯ મો હા સમજાવ્યો. પણ પાછળથી વખત મળતા આ હા ઉપરાંત આખી હોમ યશ્તનો તરજુમો અવસ્તા પેહલવી બોલો ઉપર વિવેચન સાથે મેં કર્યો. એટલુજ નહિ, પણ આખી ઇજિસ્નીનો સંસ્કૃત તરજુમો હાથ ધરી તેનો અંગ્રેજી તરજુમો કર્યો છે.

બીજું, હાલ આપણુ જરથોસ્તીઓમાં અવસ્તાના કેટલાક બોલોના તેમજ ફકરાના ખરા ભાવાર્થ માટે કેટલીક વખતે શક ઉત્પન્ન કરવામાં આવે છે, અને ભાષાશાસ્ત્રાનુસાર કરેલો તરજુમો લુખો સુકો ગણી તરછોડી કાઢવામાં આવે છે. વળી કોઇક ગમથી ખરા તરજુમા દાખલ અનેક તરજુમા તે રચનારના મનની ધાર્મિક પ્રકૃતિ પ્રમાણે કરવામાં આવ્યા છે આથી સાધારણ પારસી આલમમાં ખરા ખોટા ભાવાર્થ વિષે શક ઉત્પન્ન થયો છે. તે દૂર કરવાનો અહિં કાંઈ મેં પ્રયત્ન કર્યો નથી. હુ કહેતો આવ્યો છુ, કે આવા શકના સમયે પહેલવી જમાનાના દસ્તૂરો અને હિંદુસ્તાનમાં આવ્યા પછી થયલા દસ્તૂરો શકમંદ બોલો અને ફકરાના શું તરજુમા કરી ગયા છે, તે જાહેર કરી, જો યોગ્ય લાગે તો તે માન્ય કરવા. કોઇક ઠેકાણે જોકે આ દસ્તૂરો તરજુમામાં થાપ ખાઇ ગયા છે, તો પણ તેઓએ કોઈ બીજી ગમ બીકટ લોગટો ઘણીજ સારી રીતે સમજાવી છે હિંદના દસ્તૂરોમાના એક જાણીતા દસ્તૂર નેરીઓસગ ધવલના પહેલવી પુસ્તકોના સંસ્કૃત તરજુમા જાણીતા છે. વળી સંસ્કૃત ભાષા જાણનારા બીજા બે પારસી પુરૂષોનાં નામ આપણને મળે છે, જેઓ કદાચ નેરીઓસંગના જમાનામા અથવા તેવણ પછી થઇ ગયા હોય.

જો મે નેરીઓસગનો તરજુમો ગુજરાતી ભાષામાં ઉતારવાનુ માથે લીધુ હોય, તો તે નિરૂપયોગી ગણાશે નહિ, એમ હું આશા રાખુ છુ અને માનુ છું.

**નેરીઓસંગ ધવલનો જમાનો.**

અત્યાર સુધી આ દસ્તૂરના જમાના વિષે કોથે પણ ચોકસ ઇસારો મળ્યો નથી. ઇ. સ. ૧૭૭૧ માં આંકટીલ ડ્યુ પેરોંએ ઇજસ્નીના ફ્રેંચ તરજુમામાં નેરીઓસંગ વિષે ઇસારો કર્યો છે. એ વિદ્વાનના કહેવા પ્રમાણે તેવણ ઇ. સ. ની ૧૫ મી સદીમાં થઇ ગયા, પણ તે આ તારીખ વિષે કોઇપણ મુદ્દો આપતો નથી

જ્યારે શેઠ શોરાબજી શાપુરજી પોતાની ૧૮૫૨માં પ્રગટ થયલી "જરથોસ્તી લોકોનાં ધર્મ પુસ્તકો... વિગેરે" નામની ચોપડીમાં તેમનો જમાનો લગભગ ૫૦૦ વરસ ઉપર મૂકે છે. હવે આતો જાણીતુ છે કે નવસારીના મોબેદ ખાનદાનો પોતાની ઓલાદ નેરીઓસંગ ધવલથી ઉતારે છે. આ મોબેદોની પાંચ પોળોમાંની એક આસા ફરેદૂનની પોળના વડા એ. આસા એ. ફરેદૂનના દીકારા એ. વાછા એ. આસાની સહિ ઇ. સ. ૧૪૭૮ વાળી રવાયતમાં મલે છે. વળી સંજાણના મોબેદોના મૂળ પુરૂષ એ. હમજીઆર એ બહમનીઆરથી ઉતરી આવેલા એ ખોરશેદ એ કામદીનની પણ સહિ ઉપલીજ રવાયતમાં મલે છે. આ બેઉ સહિઓ મોબેદોની સહિઓમાં સૌથી જુની સહિઓ છે. હવે વાછા આસા અને ખોરશેદ કામદીન બેઉ નેરીઓસંગથી ૧૧ મી પહેડીએ ઉતરી આવેલા છે. જો આપણ ૩૦ વરસે એક પહેડી ગણીએ તો ૧૧ પહેડીના ૩૩૦ વરસ થયાં, જેથી નેરીઓસંગનો જમાનો લગભગ ઇ. સ. ૧૨ મી સદીના પહેલા અરધા ભાગમાં મૂકી શકાય ડા૦ મોદી આ દસ્તૂરના જમાના વિષે કાંઈ ચોકસ અનુમાન ઉપર આવ્યા નથી, પણ કેટલાક મુદ્દા તપાસ્યા પછી લખે છે કે "એ બધી તપાસ ઉપરથી ત્યારે એટલુ નજદીક ચોકસ દિસે છે કે, નેર્યોસંગ ધવલ, જેનાથી બધા મોબેદો પોતાની વંશાવળી ખેંચે છે તે ઇ સ. ૧૧મી યા ૧૨મી સદીની આગમજ થઇ ગયો નથી." (જુઓ ડા૦ મોદી કૃત ઇરાની વિષયો, ભાગ ત્રીજો, પાનાં ૧૯૭–૨૦૩)

**અવસ્તા અને પહેલવી પુસ્તકોના સંસ્કૃત તરજુમાઓ.**

મરહુમ એરવદ શહેરીઆરજી દાદાભાઇ ભરૂચાએ "પારસીઓનાં સંસ્કૃત લખાણોનો સંગ્રહ" એવે નામે અંગ્રેજીમાં એક પુસ્તકોની હારમાલા પારસી પંચાયતના ટ્રસ્ટીઓના આશરા હેઠળ પ્રગટ કરવાનુ શરૂ કર્યું હતુ અને પોતાની હૈયાતીમાં પાંચ પુસ્તકો બહાર પાડયાં છે. પહેલાં પુસ્તકની પ્રસ્તાવનામાં એવણ સાત પુસ્તકોમા આ સંગ્રહ સંપૂર્ણ કરવા માંગતા હતા એમ જણાવે છે. જેમ કે ૧ લાંમા નેરીઓસંગની ખુર્દ અવસ્તા, ૨ જામાં નેરીઓસંગની ઇજશ્ની. ૩ જામા નેરીઓસંગની મીનોખેરદ. ૪ થામા નેરીઓસંગની સીકંદ ગુમાની વીજાર, ૫ મામા અર્દાવીરાફ નામુ. ૬ ઠામા ઓગમદેચા, પારસીઓના ધર્મ બાબદ જાદીરાણા આગલ ગાઇ સંભલાવેલા ૧૬ શ્લોકો, કુસ્તી ઉપર રેસાલો અને ચાંદા પ્રકાશ એટલે ચાંદા નામના પુરૂષે લખેલુ જ્યોતિષ પ્રકાશ, ૭ માંમાં સંસ્કૃત અવસ્તા અને સંસ્કૃત પાજન્દ–પહેલવી શબ્દકોષ ઉપલા ૧૬ શ્લોકો સાધારણ રીતે એક આકા અધ્યારૂ નામના પુરૂષે લખ્યા છે એમ મનાય છે પણ શેઠ શાપુરજી કાવસજી હોડીવાલાના મત મુજબ આકાએ ફક્ત તે કોઇક અજાણ્યા પુરૂષના રચેલા શ્લોકોનો સંસ્કૃત પદ્યમાં તરજુમો કર્યો હતો ઉપલા ઉપરથી આતો સિદ્ધ થાય છે કે નેરીઓસંગ સિવાય આકા અધ્યારૂ અને ચાંદા નામના બીજા બે પુરૂષો સંસ્કૃતનુ જ્ઞાન ધરાવતા હતા. એ પુરૂષોનો જમાનો નેરીઓસંગના જમાના મિસાલ અંધકારમાંજ છે તો પણ તેમના સંસ્કૃત ઉપરથી માલમ પડે છે કે તેઓ નેરીઓસંગ પછી થઇ ગયા હોવા જોઇએ જેત આપણ આગલ વધી કહીએ તો ઇજશ્નેનો ૧ થી ૨૭ મા હાનો તરજુમો ફક્ત નેરીઓસંગનો છે, જ્યારે ૨૭ થી ૫૭ મા હા સુધીનો કોઈ બીજા પુરૂષનો નેરીઓસંગની ઢબે કરેલો તરજુમો છે. આ તરજુમાની ઇબારત ઉપરથી પુરવાર થઇ શકે છે.

આ સંસ્કૃત તરજુમા ઉપરાંત કોઇક ખાનગી કેતાબખાનાઓમાં બીજી પણ અવસ્તા અને પહેલવી કેતાબોના સંસ્કૃત તરજુમાઓ છુપા રહયા હશે ગયે વરસે જ્યારે હુ કોપનહાગનની યુનીવરસીટીના કેતાબખાનાંમાં જરથોસ્તી ધર્મ સંબંધી ચોપડીઓ તપાસતો હતો, ત્યારે મને વંદીદાદની ૮ મી પરગદના ૭૯ થી ૮૦ મા ફકરા અને ૯ મી પરગરદના ૧ થી ૧૮ મા ફકરાનો સંસ્કૃત તરજુમો ત્યાંના ના૦ K. ૩૦ વાળા હસ્તલેખમાંથી મળી આવ્યો. જે મે તરજુમા સાથે દસ્તુર દારાબ મેમો-

રીઅલ વાલમમાં પ્રગટ કરવા મોકલ્યો છે. આ વંદીદાદના સંસ્કૃત તરજુમાના ટુકડા (Fragment) વિષે પુછપરછ કર્યા પછી હું ખાતરીપૂર્વક કહું છુ કે આ ટુકડા સિવાય આખી વદીદાદનો સંસ્કૃત તરજુમો હૈયાતિમાં હોય એ બનવાજોગ નથી આ તરજુમો કોણે અને કયારે કર્યો તે સિધ્ધ થઇ શકતુ નથી. તો પણ તે નેરીઓસંગનો હોય એમ માનવુ અશકય છે.

**સંસ્કૃત યજશ્નીનો તરજુમો.** અભ્યાસીઓને આ તો જાણીતુ છે જે નેરીઓસંગે સંસ્કૃત તરજુમો અસલ અવસ્તા ઉપરથી નહિ પણ તેના આસાની જમાનામાં કરવામાં આવેલા પહેલવી તરજુમા ઉપરથી કરેલો છે. વળી આ પહેલવી તરજુમો એક અવસ્તા વાકયની આખી સમજ ઉપરથી છુટથી કરેલો તરજુમો નથી, પણ બોલેબોલનો અસલ વાકય રચનાને આધીન થઇ કરેલો છે, જેથી કોઇ વખતે સંસ્કૃત તરજુમો અસલ અવસ્તાથી ઘણો વેગળો જાય છે. એટલુજ નહિ પણ નેરીઓસંગનું સંસ્કૃત પંડિતોના સંસ્કૃતથી ઘણુ વેગળું છે, અને કોઇક વખતે સંસ્કૃત શબ્દોનો પારસી મનની પ્રકૃતી પ્રમાણે અર્થ આપવાથી નેરીઓસંગનુ સંસ્કૃત પહેલવી તરજુમો સાથે સાથે વાંચી તેની મદદ લેવાથીજ સમજ પડે છે આ કારણે મારો તરજુમો કોઇક વખતે સંસ્કૃતના વિદ્વાનોને અયોગ્ય લાગશે, પણ મારે પણ સંસ્કૃતનો ગુજરાતી તરજુમો કરતી વેળા પહેલવી પર વિશેષ ધ્યાન આપવુ પડે છે, તે ધ્યાનમાં લઇ તે વિદ્વાનોએ મને તે અયોગ્યતા માટે દરગુજર કરવો એવી વિનંતિ છે. પહેલવી તરજુમો કરનારા દસ્તૂરોએ કોઇ વખતે બોલો અથવા વાકયો ઉપર લાંબી ટુકડી સરેહ કરી છે, તેનો તરજુમો કરવા ઉપરાંત નેરીઓસગે પણ કોઇક વેળા પોતા તરફથી સરેહ કરી છે. આ સરેહનો ગુજરાતી તરજુમો મે ચોરસ વલાયામાં મૂકયો છે, જયારે મારા તરફથી ઉમેરેલા બોલો સાધારણ ગોલ વલાયામાં મૂકયા છે

**હોમ યશ્ત.** જેમ વંદીદાદ અવસ્તા જમાનાને લાગતા ધર્મ સંબંધી કાયદાનુ એક સંપુર્ણ પુસ્તક છે, તેમ યજશ્ની નથી. યજિશ્નીમાં એકથી અનેક નાની મોટી યશ્નો વિગેરેનો સંગ્રહ કરવામાં આવ્યો છે, જે ફકત ક્રિયા કામમાજ ભણવામાં આવે છે આ નાની મોટી મોટી યશ્તોમાંની એક તે હોમ યશ્ત છે, જે યજશ્નીના ૯–૧૧ હામાં સમાયલી છે. ખુર્દ અવસ્તાની ચોપડીઓમા પણ હોમ યશ્તનો સમાવેશ કરવામાં આવ્યો છે, જે આપણા દસ્તૂરોના મત મુજબ યજશ્નીના ૯મા અને ૧૦મા હાનીજ બનેલી છે. તો પણ ૧૧મા હામાં પણ હોમને લગતીજ બાબદો આવેલી હોવાથી પ્રો. દારમેસ્તેતર અને પ્રો. ગેલ્ડનર તેને પણ હોમ યશ્તમાં ગણે છે. ખરૂ જોતા યજિશ્નીના ૧૧ મા હાના ૧૭–૧૮ મા ફકરા હોમ યશ્તમાં ગણવા ન જોઇએ, અને યજશ્નીના ૧૧મા હામાં ન આવવા જોઇએ, જેમ ક્રિયાકામને લગતી યજિશ્નીની ચોપડીઓમાં કરવામા આવ્યું છે, અને જેને પ્રો ગેલ્ડનર અને પ્રો વેસ્તરગોર્ડ માન્ય કરે છે. પણ પ્રો. સ્પીગલ આ ફ્રસ્તુયેના કરદાને યજિશ્નીનો ૧૨મો હા ગણી ૧૧ મા હાથી છુટો પાડે છે. એમાં તે વાજબી છે કારણ કે તેની ઇબારત ગાથાની ઇબારતને વધુ મલતી આવે છે એટલુંજ નહિ, પણ તે એક જરથોસ્તીના ધર્મનાં મોટા એકરાર (યજશ્નેનો ૧૨ મો હા)ની પ્રસ્તાવના દાખલ છે. **ચીમે ગાસાન** પ્રમાણે હોમ યશ્ત પછી ધર્મના એકરારના ત્રણ પ્રકરણો આવે છે, પહેલું પ્રકરણ ફ્રવરાને નામે છે અને તે ૧૧ મા હાનો ૧૬મો ફકરો છે, ૨ જાનું નામ ફ્રસ્તુયે છે અને તે ૧૧ મા હાના ૧૭મા ફકરાથી ૧૨મા હાના ૮મા ફકરા સુધી છે, ૩જાનું નામ આસ્તુયે છે અને તે ૧૨મા હાના ૮મા ફકરાથી ૧૩મા હાના ૮મા ફકરા સુધી છે વળી આ ફ્રસ્તુયેનો કરદો અવસ્તાની પતેતને નામે પણ ઓળખાય છે, એટલુંજ નહિ પણ તેનો પાજંદ તરજુમો થોડીક સરેહ સાથે પતેત પશેમાનીના ૧લા કરદા તરીકે જાણીતો છે.

**હોમ તે કોણ.** હોમ યસ્તમાં આપણને એકથી અનેક હોમ વિષે ઇસારા મલે છે એક તો તે એક પાલાનું નામ છે, જેમાંથી અસલના ઇરાનીઓ પોતાના હિંદુ ભાઇઓ માફક તે ઉપર ચોકસ ક્રિયાઓ કરી રસ નીચવી પીતા હતા. આ રસમાં અનેક સારા ગુણોનો સમાવેશ છે એમ માનવામાં આવતું. જેમાંનો એક તનદરોસ્તી બક્ષી લાંબી જીંદગી આપવાનો હતો. વળી જેમ અવસ્તાના પાછલા જમાનામાં કુદરતની ભલી પેદાયશો ઉપર મુવકકલ ફરેસ્તા છે એમ મનાતું હતું, તેમ હોમ નામના આ અતિ કીમતી પાલા ઉપર પણ તેજ નામનો એક ફરેસ્તો મુકકર થયો. હોમ નામના એક પેગમબર વિષે પણ આ યસ્તમાં ઇસારો કરેલો છે, જેણે કુસ્તી બાંધવાનો ચાલ ઇરાનીઓમાં પહેલવહેલો ચાલુ કર્યો. સેવટે તેમાં હોમ નામના એક પહેલવાન વિષે લખાણ આવે છે, જેણે તૂરાની અફરાસીઆબને જેર કરી એક લોખંડી કીલ્લામાં કેદ કર્યો બીજો હોમ સફેદ હોમને નામે જાણીતો છે, જે રસ્તાખેઝના વખતે અમરગી પેદા કરશે એમ કહેલુ છે. આ બે હોમ ઉપરાંત બીજા પણ હોમો હોય એવો ઇસારો ઇજિસ્નીના ૧૦મા હામાં આવે છે, જે વિષે અવસ્તામાં તેમજ પહેલવીમાં કોઇ પણ ઠેકાણે ચોકસ લખાણ મલતુ નથી.

**હોમ યસ્તનો જમાનો.** હોમની ક્રિયા કરી હોમને ઘણા પુરાણા કાળથી માન અપાતું હતુ. તે માન આપણા અને હિંદુ લોકોના પૂર્વજો જેઓ અસલ આર્ય કહેવાતા, તેઓ આપતા પણ જરથોસ્તના જમાનામા (લગભગ ઇ૦ સ૦ પૂર્વે ૩૦૦૦ વરસપર) તે ક્રિયા બગડવામાં આવી અને તેનો ભાવર્થ ભૂલાતો ગયો આ અરસામાં હોમનો રસ ફકત તેને પી છાકટપણુ મેલવવાના હેતુથીજ ગાળવામાં આવતો અને તેનો ઉપયોગ ખસૂસ કરી ધર્મગુરૂઓજ કરતા આ ખોટી રસમ સામે જરથોસ્તે પોતાની ના મરજી જાહેર કરી, અને તેને ઇરાન સર જમીનપરથી કાઢી નાખવાને તત્પર થયા, એમ આપણે તેમના ગાથા ઉપરથી જાણી શકયે છીએ. બીજા કેટલાંક કારણો ઉપરાંત આ જરથોસ્તની દેખીતી વિરૂધતાના સબબે હિંદુઓ અને ઇરાનીઓ છુટા પડયા અને હિંદુઓ પજાબની ખીણ તરફના માર્ગ લઇ ત્યા જઇ વસ્યા. આથી આપણે કેટલેક દરજ્જે ધારી શકીએ કે ઇરાનમાંથી હોમની ક્રિયા અને હોમને અપાતુ માન લાંબો વખત સુધી નીકળી ગયું, જ્યારે પજાબમાં તે પોતાના અસલ બહારમાંજ ચાલુ રહ્યુ. પણ પાછલા અવસ્તાના જમાનામાં લોકમાન્યતા બદલાઇ, જેના સબબે આગલા આર્યદેવતાઓ, જેવા કે મિત્ર, વ્રત્રહન અને બીજાઓ, જેમાં સોમ, અવસ્તાનો હોમ, પણ સમાઇ જાય છે, તેમને પાછલા જરથોસ્તી ધર્મમાં ઉપાડી લેવામાં આવ્યા. તો પણ આટલું તો કહેવું જોઇએ, કે તેઓ અસલ માફક આપઅખત્યાર દેવતા તરીકે નહિ, પણ નવા જરથોસ્તી ધર્મ પ્રમાણે અહુરમજદના હાથ હેઠળ કામ કરતા યજદો તરીકે ગણાવા લાગ્યા આ કારણે સમજવુ સહેલ થઇ પડે છે, કે શા માટે સોમની ઋગવેદમાં વર્ણવેલી દંતકથાઓ અવસ્તામાંથી તદન કાઢી નાંખવામાં આવી છે, અથવા તો ખાસ ઇરાની દતકથાઓથી તેમની જગા પુરવામાં આવી છે.

૯મા હાના ૨૪મા ફકરામાં કેરેસાની નામે એક પુરૂષ વિષે ઇસારો આવે છે, જે ઋગવેદનો કૃશાણુ છે આ પુરૂષ એક તીરંદાજ છે, જે દેવના સોમનો એક બાજ પક્ષીથી બચાવ કરે છે. આ કેરેસાનીને પહેલવીમાં કિલિસીઆક કરી કહેલો છે. જેને દારમેસટેટર મહાન ઇસ્કંદર છે એમ ધારી હોમ યસ્તનો જમાનો યુનાની લોકોની સતા ઇરાનમાંથી નાશ પામવાના જમાનાનો ધારે છે, યાને ઇ૦ સ૦ પુર્વે ૧૪૦, જ્યારે મહાન મહેરદાદે ઇસ્કદરના સરદાર સેલ્યુકસના વંશનો અંત આણી પાર્થીઅન શહેનશાહતનો પાયો નાંખ્યો, અથવા તો ઇ૦ સ૦ ૫૦, જ્યારે વલકશે (પાલાસે)

જરથોસ્તી ધર્મને પાછો સજીવન કર્યો. આ વિદ્વાનનું મત તદ્દન ગેરવાજબી છે. ઉપર કહ્યું તેમ ફેરેસાની તે ઋગવેદનો કૃશાણુજ છે. પણ પહેલવી જમાનામાં જ્યારે અસલ દંતકથાઓ વિષે ભાન ન રહ્યું, ત્યારે તરજુમો કરનારાઓએ એ દંતકથાને બદલે બીજી દંતકથાઓ રચી, જે પોતાના વખતના માણસ અથવા માણસોને વધુ લાગુ પડે આ માણસો ખ્રીસ્તીઓ હતા. સાસાની જમાનામાં બાઇઝાનશીઅન રોમનો સાથે અવારનવાર લડાઇઓ ચાલતી, જેના સબબો રાજદ્વારી ઉપરાંત ધાર્મિક પણ હતા. ખ્રીસ્તી મીશનરીઓને આ તો ઠીક ન પડતું કે જરથોસ્તી ધર્મગુરૂઓ રોમન પ્રાંતોમાં પોતાના ધર્મનો પ્રચાર કરે.

**હોમને શું અર્પણ કરતા.**

આજે આપણ પારસીઓની ક્રિયા વખતે વપડાતા આલતોનાં નામો તેમજ કેટલીક કરવામાં આવતી ક્રિયાઓને બરોબર મલતો ઇસારો ઇજસ્નીના ૧૦ મા હામાંથી તેમજ તેની ઉપરની પહેલવી સરેહ ઉપરથી મળી આવે છે. દાખલા તરીકે હાવનીમ અને લાલા માટે અવસ્તામાં ક્તરહવન અને ઉપરહવન, અને પહેલવીમાં હાવન અને અપરહાવન, તથા તસ્તા માટે અવસ્તામાં અને પહેલવીમાં તસ્ત, અને જોરના ફુલીઆં માટે પહેલવીમાં જોરબરાન એવા બોલો મલે છે વળી પહેલવી જમાનામા સોના અને રૂપાંના તસ્તા અને ફુલીઆં વાપરતા હતા એમ પણ આજ હામાંથી માલૂમ પડે છે. એજ હામાંથી આપણ સાસાની વખતમા ચાલતા એક રીવાજથી જાણીતા થઇએ છીએ, તે એ છે કે હોમની ક્રિયા અથવા જો આગલ વધી કહીએ તો ઇજસ્નીની ક્રિયા, હાલ જેમ થાએ છે તેમ એક મોબેદની જોરેજ નહિ અને ફકત તે જોરનીજ હાજરીમાં નહિ, પણ આઠ મોબેદની મદદે અને ભેગા મલેલા દીનદાર જરથોસ્તીઓ સમક્ષ કરવામાં આવતી હતી. એટલુજ નહિ પણ ક્રિયા ખતમ થયા પછી ઇજેલો હોમ, જેમાં જીવામ એટલે (બકરીનાં) દુધનું પણ મિશ્રણ કરવામાં આવ્યું છે, તેને હાજર રહેલાઓમાં વહેચી આપવામાં આવતો. હાલમાં આપણ જરથોસ્તીઓની સારી સંખ્યા ફકત મોટે દિવસેજ, જેવા કે રપિથ્વન ઇજવાના દિવસે અને નીરંગદીન જેવી મોતેબર ક્રિયા કરવાના દિવસે, ઇજિસ્નીની ક્રિયામાં હમશરીક થાય છે

વળી ૧૧ મા હામાંથી એમ પણ જણાય છે, કે હોમને માટે પશુનો ભોગ વિશેષ આપવામાં આવતો હતો અને તેનાં પકાવેલાં ગોસ ઉપરાંત તેનુ જીભ સાથનુ જડબું અને ડાબી આંખ તેને વિશેષ અર્પણ કરવી પડતી. જો કોઇ તે કરવામાં કચાશ કરતો તો તેની ઉપર હોમ કોપાયમાન થઇ તેને શ્રાપ દેતો. જો કે આજના વખતમાં આપણ પારસીઓના વિચારો સુધરેલા થયા છે, અને આપણ અસલની ચોકસ રીતીઓથી વેગળા ગયા છીએ, તે છતાં મે મારા અભ્યાસની મદદે ઉપલુ ટુંક લખાણ કરી કોઈ પણ પારસીની ધર્મની લાગણી દુખાવવાનો પ્રયત્ન કર્યો નથી ફકત આપણા પુસ્તકો શું કહે છે તે દર્શાવવાની મે કોશેશ કરી છે.

ધર્મોના અભ્યાસીઓને આતો જાણીતું છે, કે એક ધર્મ જો તે જીવતો જાગતો રહેવો હોય તો તેમાં દેશ, કાળ અને સ્થિતિ પ્રમાણે ફેરફાર થવોજ જોઇએ. આ ફેરફાર ધર્મના ઉપાધ્યાઓની સમતિ સાથે કોઇકિ વખતે થાય છે, જ્યારે કોઇક વખતે તેઓને તે તરફ આંખ વીચામણાં પણ કરવાં પડે છે. આ પ્રમાણે અપણા જરથોસ્તી ધર્મમાં પણ થયુ છે. આપણો ધર્મ એવા પાંચથી વધુ ફેરફારના તબક્કામાંથી પસાર થયો છે. કેટલાક તબક્કા માટે તો આપણે જાણે શરમાઈ જઇએ, કારણ કે તે આપણો ધર્મ હાલના જે તબક્કામાંથી પસાર થાય છે તેથી તદ્દન જુદોજ, જો આપણે સહેજ આગળ વધી કહીએ તો એક ખરાબ, લગભગ અજરથોસ્તી તબક્કો હતો.

કેટલીક તરફથી કહેવાની તજવીજ કરવામાં આવે છે કે આપણો ધર્મ હરહમેશ જમાનાઓ થયાં અસલની માફકજ જેવો આપણા પેગમબર જરથોસ્ત સાહેબે શીખવ્યો હતો, તેવોજ પવિત્ર ચાલતો આવ્યો છે, પણ જો આપણે આપણું અગાઉથી બાંધી લીધેલું મત બાજુએ મૂકી ઇતિહાસની નજરથી આપણા ધર્મ તરફ જોઇશું તો આપણને સ્પષ્ટ માલમ પડશે, કે આ તજવીજો વ્યર્થ છે. આપણે દેશ, કાળ અને સ્થિતિ છતાં આજ સુધી આપણો ધર્મ કેવી સારી હાલતે પાળી શક્યા છીએ, અને જરથોસ્તી ફરમાનોને કયાં લગી ચીવતાઇથી વળગી રહ્યા છીએ તે માટે મગરૂર થવાનું આપણને ઘણું કારણ છે, તેમજ જો પ્રાચીન કાળમાં આપણા પૂર્વજો તે વખત અનુસાર આપણો ધર્મ જેવી રીતે પળાવો જોઇએ તે પ્રમાણે પાળતા આવ્યા ન હોય તો તેથી કાંઇ શરમાવાનુ આપણને કારણ પણ નથી.

જમશેદજી માણેકજી ઉનવાલા.

નવસારી, તા૦ ૭મી જાનેવારી ૧૯૨૫.



# તરજુમો.

## ૯ મો હા.

### હોમની સ્તુતિની શરૂઆત.

પવિત્ર ખુન્યાદના હોમના માન માટે [યાને (તેને) ખુશાલી આપવા માટે] (તેની) આરાધના માટે, (તેના) નમસ્કાર માટે, (અને તેને) આશકારા કરવા માટે [જેમ સ્વામીની ઇચ્છા છે તેમ ઇત્યાદિ. (આગલ કહેવામા આવ્યુ છે તેમ જાણવું.)]

**૧.** ૧) હાવનની સરદારી વખતે [યાને હાવન ગેહેમાં] હોમ જરથુશ્ત્રની આગલ આવ્યો, [તે તેને આવી પોંહચ્યો] ૨) જેવણ આતશને બધી બાજુથી સાફ કરતા હતા, [યાને જેવણ આતશનાં ખુઆનને ફરતુ ધોવા ઇચ્છતા હતા]. અને ગાથા મોટે સાદે ગાઇને ભણતા હતા, [એટલે ફ્રવરાનેના ફકરાની આગલ આવતી ત્રણ અષેમ વોહુ ભણતા હતા]. ૩) ત્યારે જરથુશ્ત્રે (તેને) પુછ્યું, તુ કોણ માણસ છે? [જુઓ. તેને (હોમને) ઇજિશ્નીમા આ હાની અગાઉ યાદ કર્યામાં આવ્યો નથી, તે ઉપલા હાઓ ઉપરથી દેખીતુ છે. (પણ ત્યારપછી જરથુસ્ત્રે) જાણ્યું કે જે (માણસ તેવણની) આગલ આવ્યો હતો તે હોમ હતો, અને જ્યારે તે તેમને આવી પોંહચ્યો ત્યારે તેને પુછવાની તેમને ઇચ્છા થઇ. (હોમ જરથુશ્ત્રને આવકાર દઇ બોલ્યો): મિથ્ર જરથુશ્ત્રને ફતેહ આપજો! આ દેખીતુ છે, કે તેવણે તેને ઓળખ્યો. અને તેનું કારણ આ હતુ, કે (તેવણ આવી ચડ્યા) ત્યારે તેવણ ઘણા ઇજદોની સાથે હતા, અને ઇજદો તેમને સારી પેઠે જાણીતા હતા વળી તેમને આ હા પણ મોઢે હતો (હોમ સાથે) પરપુરછ કરવાને તેવણ આતુર હતા. તેથી તેવણે હોમ સાથે લાંબો વખત વાતચિત કરી] ૪) જેને મેં પ્રાણીવાળી (યાને હાડમંદ) આખી દુન્યા કરતાં પણ વધારે સુંદર જોયો છે. (વધારે સુંદર તું) તારી પોતાની સારી રીતે પેદા કીધેલી અમર જીવનશકિતથી છે, [યાને તુ કે જેનાથી તારી પોતાની જીવનશકિત તારી પવિત્ર કરણીથી અમર કરવામાં આવી છે, પેલાઓ માફક નહિ, કે જેઓએ જમશેદે આપેલું માંસ ખાધુ છે*. તારાથી (તારી) જીવનશકિત અને બુદ્ધિ તારા શરીરમાં પવિત્રાઇથી અમર કરવામાં આવી છે. જ્યારે, (જો કે) શરીર સિવાય કોઈ પણ માણસનો (આત્માજ માત્ર) અમર છે; (કહે છે કે) "જીંદગીના થાંભલા નાશ ન પામે એવા છે"].

**૨.** ૫) ત્યારે મોતને દૂર રાખનાર પવિત્ર હોમે મને જવાબ આપ્યો, [તેનું "મોતને દૂર રાખવું" એ છે, જે તે માણસોના આત્માથી મોતને દૂર રાખે છે રોશન (નામના પહેલવી સરેહ કરનાર દસ્તૂર) કહી ગયા છે કે જે હોમથી અક્ષયત્વ એટલે નાશથી નિરાળાપણું ઉત્પન્ન થાય છે] ૬) હુ, અએ જરથુસ્ત્ર! મોતને દૂર રાખનાર પવિત્ર હોમ છું. ૭) તેથી, અએ સ્પિતમ! મારે માટે તું આરજુ રાખ, અને પીવાને માટે મને સારી પેઠે (ગાળી) તૈયાર કર [મને પીવા માટે ગાળ], ૮) સ્તુતિથી [ઇજશ્નીમાં] મારી વખાણ કર. જેમ હવે પછી [તારા સિવાય બીજાઓ], જેઓ (ભવિષ્યના દુન્યાના) ફાયદાઓની આરજુ રાખશે (યાને સોશીઅંતો થશે), તેઓ મને વખાણશે.

---

* જુઓ ઇજશ્ની હા. ૩૨, ફકરો ૮.

**૩.** ૯) જરથુસ્ત્રે તેને કહ્યું, હોમને નમાજ (હોજો)! ૧૦) અએ હોમ! પ્રાણીવાળી (એટલે હાડમંદ) આખી દુન્યામા કોણે માણસોમાં સર્વથી પહેલાં તને ગાળી તૈયાર કર્યો? તેં તેની ઉપર શું મહેરબાની કરી? [પેલી ભલી બક્ષેશ, જે મારે માટે પણ (મુકરર) થાય], અને તેને શું સમૃદ્ધિ હાંસલ થઇ?

**૪.** ૧૧) ત્યારે મોતને દૂર રાખનાર પવિત્ર હોમે મને જવાબ આપ્યો, ૧૨) કે વીવંઘાને પ્રાણીવાળી (એટલે હાડમંદ) આખી દુન્યામાં માણસોમાં સર્વથી પહેલાં મને (ગાળી) તૈયાર કર્યો. મે તેની ઉપર આ મહેરબાની કરી અને તેને આ સમૃદ્ધિ હાંસલ થઇ, ૧૩) કે તેને ત્યાં બુલંદીથી એક છોકરો અવતર્યો, જે (માણસો અને પશુઓનાં) ટોળાંનો માલક નામાંકિત જમશેદ (પાદશાહ) હતો, ૧૪) જે જન્મ પામેલાઓમાં સર્વથી ઘણો ખોરેહવાળો હતો [(યાને) ઘણોજ સત્યનાં કામો કરવાવાળો. ખોરેહ તે સત્કાર્ય કરતું છે, અને તે માણસનાં શરીરમાં પણ હોય છે. (પહેલવી સરેહ કરનારા દસ્તૂરો) જે જમશેદનુ ખોરેહ છે, તે વિષે એવું મત ધરાવે છે, કે તે કાંઇજ નહિ પણ સત્કાર્ય કરતું છે રોશન (દસ્તૂરે) કહ્યું છે કે ખોરેહ જે માણસના શરીરમાં રહે છે અને માણસને સર્વથી ઘણો ખોરેહવાલો રાખે છે તે છે, અને સત્કાર્ય કરવાથી તે (ખોરેહ) ફરતું થાય છે (યાને ઉપયોગમાં આવે છે)], માણસોમાં સૂર્યના જેવી ઘણીજ ઉદાર દૃષ્ટિ ધરાવનારો (યાને જેમ સૂર્ય આખી જગત ઉપર એક સરખો રાખરખાવત વગર પ્રકાશે છે તેમ સર્વ માણસોને એક સરખી આંખે જોનારો હતો) [ઘણીજ સુંદર આખ ધરાવનારો એવો અર્થ (પહેલવી સરેહવાળાઓ કરે છે)], ૧૫) જેણે પોતાના રાજમાં પશુ અને માણસોને અમર કર્યા, તેમજ પાણી અને ઝાડપાનને હમેશ તાજા રાખ્યાં [યાને જે તે ઇચ્છે તે સુકાય નહિ (એવું કર્યુ)] ૧૬) ભુખ્યાંઓનો ખોરાક ખૂટે ન એવો (કર્યો) [(એટલે) નાશ વગરનો (અખૂટ), યને જો એક ભોજન ખવાઈ રહેતુ તો બીજનું તૈયાર આવેલુજ છે].

**૫.** ૧૭) જમશેદની શ્રેષ્ઠ પાદશાહી વખતે (અતિશય) ઠંડી, તેમજ (અતિશય) ગરમી ન હતી, ૧૮) (વળી) ન હતો બુઢાપો અને ન હતુ મોત, કે નહિ દેવોની પેદા કરેલી અદેખાઈ. [જુઓ, જો કે (આ) સર્વ હતુ, તોપણ બુરૂ (યાને નુકશાન) કરવાથી તેને વેગળુ રાખવામા આવતુ હતુ] ૧૯) બાપ અને દીકરાની જોડી, તેઓ બન્ને પંદર વર્ષના મરદ મિસાલ ચાલતા, અને વળી બન્ને માન અકરામને લાયક હતા [બાપ બેટાની તારીફમાં કહયું છે, કે દીકરો બાપના જેવો ખુબસુરત અને બાપ દીકરાના જેવો ખુબસુરત હતો]. ૨૦) જયારે વિવઘાનનો દીકરો જમશેદ, (પશુ અને માણસોનાં) ટોળાંનો માલક, રાજ કરતો હતો. ત્યારે હંમેશ (આ સઘળું) બનતું હતુ.

**૬.** ૨૧) અએ હોમ' પ્રાણીવાળી (એટલે હાડમંદ) આખી દુન્યામાં માણસોમાં બીજા કયા (માણસે) તને (ગાળી) તૈયાર કર્યો? તે તેની ઉપર શુ મહેરબાની કરી? [પેલી ભલી બક્ષેશ, જે મારે માટે પણ (મુકરર) થાય], અને તેને શુ સમૃદ્ધિ હાંસલ થઇ?

**૭.** ૨૨) ત્યારે મોતને દૂર રાખનાર પવિત્ર હોમે મને જવાબ આપ્યો ૨૩) કે આથ્વીઆન માણસોમાં બીજો (માણસ હતો જેણે) મને પ્રાણીવાળી (એટલે હાડમંદ) આખી દુન્યામાં (ગાળી) તૈયાર કર્યો. મે તેની ઉપર આ મહેરબાની કરી અને તેને આ સમૃદ્ધિ હાંસલ થઈ, ૨૪) કે તેને ત્યાં બુલંદીથી એક છોકરો અવતર્યો જે (પોતાનાં) ઘરમાં હથીઆરો રાખનાર ફ્રેદૂન હતો, [તેનુ "(પોતાના) ઘરમાં હથીઆર રાખવું" આ હતું કે (તેના) ઘરમાં (તેના) વડવાઓની પેઢીથી

( ઉતરી આવેલાં ) ઘણાં ( હથીઆરો ) હતાં, અને જે દહાક ( ઓહાક )નું હથીઆર હતું તે પણ તેણે છીનવી લીધું, અને તે સઘળાં ( હથીઆરો ) જે તેનાં પોતાનાં ખાનદાનને માટે અનદીઠ હતાં, તે પણ તે બહાર (રોશનીમાં) લાવ્યો].

૮. ૨૫) જેણે ત્રણ મોઢાંના, ત્રણ માથાંના, ૭ આંખના, જાસુસી કરવાની હજાર રીતી ધરાવનારા દહાક (નામના) અઝદાહને માર્યો, ૨૬) જે એક ઘણોજ જોરાવર દેવ, તેમજ દુન્યામાં ખરાબ, (અને) દોજખી [એટલે નુકશાનકારક] દ્રૂજ હતો, ૨૭) જેને અગ્રોમઈનિઓશે [આહમને] અશોઈની દુન્યાના મોતને માટે આ પ્રાણીવાળી (એટલે હાડમદ) પૃથ્વી ઉપર પેદા કર્યો, [યાને દુન્યાના દ્રુજોમાં તેને (એકલો) સર્વથી જોરાવર પેદા કર્યો હતો. તું જે અહુરમજદ છે તેને કોણ ( દુઃખ દે છે)?† બીજા (શરેહ કરનારા દસ્તૂરો) મત આપે છે, કે હોમંજદની પેદાયશોને જેટલું પણ નુકશાન કરવાને તે શક્તિવાન હતો, તેટલું સઘલું તેણે કર્યું કાંઇપણ (નુકશાન) એવું ન હતું, જે કરવાને તે શકિતવાન હોવા છતાં ન કર્યું હોય.]

૯. ૨૮) અએ હોમ! પ્રાણીવાળી (એટલે હાડમંદ) આખી દુન્યામાં માણસોમાં ત્રીજા કયા (માણસે) તને (ગાળી) તૈયાર કર્યો? તેં તેની ઉપર શું મહેરબાની કરી? [પેલી ભલી બક્ષેશ જે મારે મારે પણ (મુકરર) થાય], અને તેને શું સમૃદ્ધિ હાંસલ થઈ?

૧૦. ૨૯) ત્યારે મોતને દૂર રાખનાર પવિત્ર હોમે મને જવાબ આપ્યો, ૩૦) કે સામના ખાનદાનનો ફાયદો ઇચ્છનાર થ્રિત‡ [એટલે ત્રીજો; અને તેનું "થ્રિત હોવુ" આ હતું, કે તે (તેના બાપનો) ત્રીજો દીકરો હતો, વળી તેનું "ફાયદો ઇચ્છનાર હોવુ" આ હતું, કે તે પેદાયશોને માટે ફાયદો કેમ ઇચ્છવો તે સારી પેરે જાણતો હતો.] માણસોમાં ત્રીજો (માણસ હતો જેણે મને પ્રાણીવાળી (એટલે હાડમદ) આખી દુન્યામાં (ગાળી) તૈયાર કર્યો. મેં તેની ઉપર આ મહેરબાની કરી અને તેને આ સમૃદ્ધિ હાસલ થઈ, ૩૧) કે તેને ત્યાં બે છોકરાઓ બુલંદીથી અવતર્યા ઊરૂઆક્ષ અને કેરેસાસ્પ. ૩૨) (તેઓમાંનો) એક (ઊરૂઆક્ષ) ન્યાયાધિશ, [યાને તે ન્યાયાધિપતિ તરીકે કાયદાની વ્યવસ્થા કરતો હતો] અને કાયદા રચનાર હતો, [યાને તેણે કાયદા પ્રમાણીકપણે બાંધ્યા], ૩૩) જ્યારે, બીજો (કેરેસાસ્પ) મહાન કાર્યો કરનાર, ઉત્સાહી, ગુચ્છા રાખનાર, (તેમજ) ગુરજ ધરાવનાર હતો, [યાને તેણે ગુરજથી (લડાઈમાં) ઘણાક (મહાન) કર્મ કર્યાં. ગુચ્છા રાખનારાઓમાં તાજીક લોકો પણ હતા. આ ઉપરથી એને ગાશર (કહેતા)].

૧૧. ૩૪) જેણે સુબર (નામના) અઝદાહને માર્યો, જે ઘોડા ગળનારો, તેમજ માણસ ગળનારો, ઝેરી (અને) રાતા દેખાવનો હતો, ૩૫) જેની ઉપર ફીક્કા રાતા રંગનું ઝેર એક મુઠ જેટલું ઉંડું વહેતુ હતું, ૩૬) (અને) જેની ઉપર કેરેસાસ્પે લોખંડની કઢાઇમાં (પોતાનો) ખોરાક પકાવ્યો. ૩૭) રપિથ્વિનના વખતે, [યાને મધ્યાહનની બંદગીના વખતે], તે બદમાશ તપ્યો અને ભડકયો [યાને તે (ઘોડા મિસાલ) બે પગે ખડો થયો)], ૩૮) અને તેણે પેલી લોખંડની કઢાઈ પોતા ઉપરથી જોરથી ફેંકી દીધી, (જેથી) ગંદું પાણી વહી ગયું. ૩૯) ગભરાતનો માર્યો બહાદુર કેરેસાસ્પ બાજુ હઠી ગયો, [તેનું "બહાદુર હોવું" એ છે કે તે (ભયને સમયે) પોતાનું મગજ ઠેકાણે રાખતો (અને સમયસુચકતા ખોઇ ન દેતો)].

૧૨. ૪૦) અએ હોમ! પ્રાણીવાળી (એટલે હાડમદ) આખી દુન્યામાં માણસોમા ચોથા કયા (માણસે) તને (ગાળી) તૈયાર કર્યો? તેં તેની ઉપર શું મહેરબાની કરી? [પેલી ભલી

† જુઓ વંદીદાદ પરગરદ ૧૯, ફકરો ૬૧. ‡ પહેલવી, થ્રિત અથવાં થ્રિત, તે શાહનામાંનો અથરત

બક્ષેશ જે મારે માટે પણ ( મુકરર ) થાય], અને તેને શું સમૃદ્ધિ હાંસલ થઈ?

**૧૩.** ૪૧) ત્યારે મોતને દૂર રાખનાર પવિત્ર હોમે મને જવાબ આપ્યો, ૪૨) કે પોઉરૂશસ્પ માણસોમાં ચોથો માણસ હતો, જેણે મને પ્રાણીવાળી ( એટલે હાડમંદ ) આખી દુન્યામાં (ગાળી) તૈયાર કર્યો, મેં તેની ઉપર આ મહેરબાની કરી અને તેને આ સમૃદ્ધિ હાંસલ થઈ, ૪૩) કે તેને ત્યાં તું બુલંદીથી અવતર્યો, તું નિર્મલ જરથુસ્ત્ર! પોઉરૂશસ્પના ઘરમાં (જન્મ પામ્યો), તુ, જે દેવોના (ધર્મથી) જુદો પડેલો અને હોમજદના કાયદા પ્રમાણે ચાલનાર છે,

**૧૪.** ૪૪) વળી (તું) ઇરાનવેજમાં વિખ્યાતિ પામેલો છે. તું, અએ જરથુસ્ત્ર! પહેલ વહેલાં અહુનવર ભણ્યો, જેમ કરતાં ક્રમની રૂઢીથી વેગળો જઈ [અને મોઢેની શરેહ વગર] તેં તેને ઉચ્ચાર્યો, ૪૫)...ત્યાર પછી બુલંદ અવાજે અને જોશથી તું (તે ભણ્યો).

**૧૫.** ૪૬) અએ જરથુસ્ત્ર! તેં સઘલા દેવોને જમીનમાં ઢંકાયલા કર્યા, જેઓ અત્યાર આગમજ આ પૃથ્વી ઉપર માણસની ચાલે ભટકતા હતા, [જેઓ (પોતાનું) શરીર અનદીઠ કરી શકતા હતા, તેઓ સઘલાઓનાં શરીર ભાંગવામાં અવ્યાં, (અને) જેઓ એમ કરવાને શક્તિવાન ન હતા, તેઓનો પોતાનો ખુરદો કરવામાં આવ્યો. શરીર ભાંગવાનું કામ આ છે, કે તેઓ હવે પછી પોતાના દેવી શરીરોથી બુરૂં કામ કરવાને અશક્ત થયા. પણ બીજી રીતે તેઓ અનજુમનો (અને) સમૂહો ભરે છે, કારણ કે તેઓ પશુનાં શરીર અને માણસનાં શરીર ધરાવે છે.] ૪૭) (તું) જે સર્વથી ઘણો જોરેમંદ છે, જે સર્વથી ઘણો દઢ છે, જે સર્વથી ઘણો મક્કમ છે, જે સર્વથી ઘણો ઝડપી છે, તુ જે મીનો લોકોની પેદાયશોમાં [મીનો લોકોની સ્વતંત્ર પેદાયશોમાં] સર્વથી ઘણો ફતેહમંદ છે.

**૧૬.** ૪૮) જરથુશ્ત્રે તેને કહયું, હોમને નમાજ (હોજો)! ૪૯) ઉત્તમ હોમ એક કિંમતી ભેટ છે, [યાને તુંને અશોઇથી પેદા કીધેલો છે]. હોમ અસરકારક બક્ષેશોવાળો છે [એટલે જેને એક ચીજ (બક્ષેશ) આપવા લાયક હોય, તેનેજ તે આપે છે]. ૫૦) તે ઉત્તમ બક્ષેશવાળો છે, તે આરોગ્યકારક છે, [યાને તું એક સારી બક્ષેશ આપે છે. તું નિરોગી કરે છે]. ૫૧) તુ ખુબસુરત શરીરવાળો છે, [યાને તારૂં શરીર દેખાવડું છે]. તું સારી આરજુ ધરાવનાર છે [યાને જે તુ ઇચ્છે છે તે અશોઇવાળું છે]. ૫૨) તુ ફતેહમંદ, સોનેરી રંગનો, અને કુમલી ડાંખલીવાળો છે, [એટલે તારી ડાંખલી ઘણી નાજુક છે]. ૫૨) તે પીનારના રવાનને માટે ભલાઇનો ઘણોજ સંગ્રહ કરનાર છે, [એટલે તારાથી રવાનનો ખજાનો ઉત્તમ કરી શકાય છે, યાને "ગરોથ્માનને લાયકનું થવું" તારાથી બને છે].

**૧૭.** ૫૪) અએ સોનેરી (હોમ)! (મને) વિદ્યા તુ સારી રીતે જાહેર કર, [યાને તું મને વિદ્યાથી એક ચીજ કહે, જેથી મને ડહાપણ મલે]. ૫૫) સારી રીતે જબરો ઉત્સાહ. [મજબુત મન, જે કોઈની પણ મદદની આશા રાખતુ નથી], સારી રીતે ફતેહમંદ થવું, ૫૬) સારી રીતે ખુબસુરતી, સારી રીતે તનદરોસ્તી [મને તું આપ], ૫૭) સારી રીતે વૃધ્ધીનો વધારો, સારી રીતે આબાદીનો વધારો, ૫૮) સારી રીતે આખા શરીર માટે જોર, સારી રીતે સંપૂર્ણ જ્ઞાન (જે) સઘળી (બાબદમાં) પરિપૂર્ણ છે [જે કોઇ (માણસ) એક વિષયનું સંપૂર્ણ જ્ઞાન ધરાવે તેને તું સર્વજ્ઞાન તેના પ્રતાપ તરીકે બક્ષ]. ૫૯) સારી રીતે, જેથી કરી અમે પૃથ્વી ઉપર સ્વતંત્ર રહી ફરહર કરીએ, પીડાઓ ટાળીએ, અને દૃજને હઠાડયે.

**૧૮.** ૬૦) સારી રીતે જેથી કરી જેઓ સઘળાંઓ અમને પીડા દે છે, તેમની પીડાને અમે ટાળીએ; દેવોની તેમજ માણસોની, ૬૧) શાકિનીઓની*, તથા સ્ત્રી રાક્ષસોની, અન્યાયીઓની, તેમજ આંધળા અને બહેરાઓની, [આંધળા અને બહેરા તેઓ છે, જેઓ ઇજદોને લગતી બાબદ જોઈ અથવા સાંભળી શકતા નથી], ૬૨) અને બે પગા બદમાશોની, તથા બે પગા આસ્મોગોની, તેમજ ચાર પગા વાઘ વિગેરે (જાનવરોની), ૬૩) અને પહોળી હરોળવાળાં ફ્રન્ટથી આગલ ધસારો કરી આવતાં લશ્કરોની (પીડા અમે ટાળીએ).

**૧૯.** ૬૪) અએ મોતને દૂર કરનાર હોમ! હું તારી પાસે આ પહેલી ભલી બક્ષેશ માગું છું, (તે એ કે) અશો લોકોનુ ઉત્તમ, હમેશ નુરમંદ ભુવન, જે સંપુર્ણ સુખ આપનારૂ છે. ૬૫) અએ મોતને દૂર રાખનાર હોમ! હુ તારી પાસે આ બીજી ભલી બક્ષેશ માગું છું, (તે એ કે) શરીરને માટે ખુબસુરતીનું કાયમ રહેવું. ૬૬) અએ મોતને દૂર રાખનાર હોમ! હું તારી પાસે આ ત્રીજી ભલી બક્ષેશ માગું છું, (તે એ કે) જીવનશકિતનું લાંબો વખત સુધી ટકી રહેવુ (અથવા જીવનશકિતની લાંબી જીંદગી).

**૨૦.** ૬૭) અએ મોતને દૂર રાખનાર હોમ! હું તારી પાસે આ ચોથી ભલી બક્ષેશ માગું છું, (તે એ કે) અમે આ પૃથ્વી ઉપર ઘણાજ ખુશાલી પામેલા, અતિશય જોરમંદ, અને તવંગર (માણસો) તરીકે ફરહર કરીએ, અને પીડાઓને ટાળીએ, તેમજ દૃજને હટાડયે ૬૮) અએ મોતને દૂર કરનાર હોમ! હું તારી પાસે આ પાંચમી ભલી બક્ષેશ માગું છું, (તે એ કે) અમે આ પૃથ્વી ઉપર ફતેહમંદ ટાળક જવાનો તરીકે ફરહર કરીએ, અને પીડાઓ ટાળીએ, તેમજ દૃજને હટાડયે. [દુઃખ અને વિપત્તિના ટાળક એટલે ટાળનાર તરીકે (અમે ફરહર કરીએ)].

**૨૧.** ૬૯) અએ મોતને દૂર કરનાર હોમ! હું તારી પાસે આ છઠ્ઠી ભલી બક્ષેશ માગુ છુ, (તે એ કે) અમે ચોરની અગાઉ, બદમાશોની અગાઉ, વાઘ વીગેરે (જાનવરોની) અગાઉ [બચાવના ઉપાયો] જોઇએ, ૭૦) કોઈ (બીજો) અમારી અગાઉ તે (ઉપાયો જોય નહિ, અમે [હુ અને મારા ચેલાઓ] સર્વ અગાઉ [બચાવના ઉપાયો] જોઇએ.

**૨૨.** ૭૧) જેઓ હથીઆર રાખે છે, તેઓના મદદગારોને [યાને લડવૈયાના ઘોડાઓને] હોમ મકકમ કરે છે; તે તેઓને મજબુત દમ અને જોર બક્ષે છે. ૭૨) જે સ્ત્રીઓએ એકપણ છોકરાંને જન્મ આપ્યો ન હોય, ખાસ તેઓને હોમ એક નુરમંદ દીકરો બક્ષે છે, જે (પાછલથી) અશો ફરજંદો ઉત્પન્ન કરે છે. ૭૩) અને જે કુટુંબના વડાઓ નસ્કોની અંદર કાબેલીઅત મેળવવા [એટલે તેનો અભ્યાસ કરવા] બેસે છે. તેઓને હોમ મહત્ત્વ અને સંપૂર્ણ જ્ઞાન બક્ષે છે

**૨૩.** ૭૪) જે (કન્યાઓ), કુમારી સ્થિતિમાં [(યાને) પરણ્યા વગરની અવસ્થામાં (ઘરે) બેસે છે (અને) જેઓ લાંબો વખત લગ્નમાં કબુલ કરાયા વગર [એટલે પરણ્યા વગર યાને પતિ મેળવ્યા વગર] રહી જાય છે, તેઓને હોમ એક જાણીતા (એટલે વિખ્યાતિ પામેલા) પુરૂષને કુટુંબના પાલણ કર્તા તરીકે બક્ષે છે, [યાને તે તેઓને એક ભરથાર દેખાડે છે] અને જલદીથી તેઓને એક સારી બુદ્ધિવાલા પુરૂષને [જે તરતજ કોઈપણ કામના મધ્ય (એટલે અગત્યના ભાગમાં) ઝીપલાવે છે] તેમના હાથની માગણી કરવા [મોકલે છે].

---

* એટલે ડાકિની. હિંદુઓના દેવ શિવની પત્ની શક્તિના રસાલાની એક દેવીનું નામ છે.

**૨૪.** ૭૫) જેઓ કલશિયાકો† લોકો છે, તેઓને હોમ (તેઓનું) રાજ્ય ખુંચવી લઇ (પરતંત્ર કરી) બેસાડે છે, [(તે લોકો) જેઓનો તરીકો ખ્રિસ્તી ધર્મ છે] (અને) જેઓ રાજ્યની ઇચ્છા સાથે ઉભા થયા છે, [યાને જેઓ રાજ્ય મેલવવા પામ્યા છે], ૭૬) (વળી) જેઓ બકબકારો કરે છે, કે અમારી પછી કોઈ ધર્મગુરૂ પોતાની મરજીથી ધર્મનો ઘણો અભ્યાસ કરતો ગામોમાં ફરે નહિ, ૭૭) (કારણ કે) તે લોકોનાં ટોળાંને ભોળવી મૂકે છે, તે ઘણી સારી રીતે લોકોનાં ટોળાંને (આગલથી અને પછવાડેથી) મારે છે.

**૨૫.** ૭૮) અએ હોમ! તું શોભાયમાન છે, તું, કે જે તારા પોતાના બળે સ્વતંત્ર રાજા છે, [યાને તુંને ગમે તે કામ ઉપર તારૂં બળ અજમાવવાને તું શકિતવાન છે]. ૭૯) તુ શોભાયમાન છે; તું ઘણા સાચા બોલાયલા સખુનો સમજે છે, [પેલો સાચો સખુન કયાંથી છે‡, જેથી એક માણસ અશો થાય છે? અને કહે છે કે કયો સખુન ઘણો સાચો બોલાયલો છે?]. ૮૦) તું શોભાયમાન છે. તું એક સાચો બોલાયલો સખુન અગાઉથી પુછપરછ કર્યા વગર પુછતો નથી, [યાને તુ એક પણ (સખુન) બોલતો નથી, જે હોમજદ પુછપરછ દર્મયાન તારી આગલ બોલ્યા ન હોય.]

**૨૬.** ૮૧) આ સર્વથી ઉત્તમ (વાત) છે કે હોમજદે તુંને પુરાણી દીન આપી, જે અઇવિઅઘન સાથની, તારાઓથી સણગારેલી, મીનો દુન્યામાં બનાવેલી, ભલી માજદઇઅસ્ની [દીન] છે [તેનું "અઇવિઅઘન થવુ" એ છે કે જે પ્રમાણે કૂસ્તી માણસો સાથ જોડવામાં આવી છે (તે પ્રમાણે) દીનને હોમ સાથ જોડવામાં આવી છે. "તેને જોડવામાં આવી છે" એટલે જ્યાં સૂધી એક માણસ હોમ પીતો નથી ત્યાં સૂધી તે દીન વિષે તદન નિશ્ચિત થતો નથી હોમ પીવાની ક્રિયા ઇજિસ્ની (ની ક્રિયા) માં થાય છે] ૮૨) ત્યારે તેં (અઇવિઅંઘન જાણે) પર્વતોનાં શિખરો ઉપર કમરે બાંધી છે, [(યાને) જે પર્વતો ઉપર તું ઉગી નીકલ્યો છે, ત્યા (દીન તારી સાથે) જોડાયલી છે]. લાંબી ઉત્તમ પ્રવૃત્તિ માટે તુને માંથ્રના કલામોથી એકરો કરવામાં આવ્યો છે [યાને તું "તને પસીન" એટલે ગ્સ્તાખેઝના વખત સૂધી ઇજિસ્નીમાં મુકર્રર કરવામા આવ્યો છે].

**૨૭.** ૮૩) અએ હોમ! તું ઘરનો સરદાર છે, તુ ગામનો સરદાર છે, તું પ્રાંતનો સરદાર છે, તું દેશનો સરદાર છે [તુ મીનોઈ રીતે સર્વનો સરદાર છે] તું વિદ્યાના વધારાનો સરદાર છે, [યાને તે અક્ષેશ તુ આપી શકે છે]. ૮૪) જબરો ઉત્સાહ અને ફ્તેહમંદ થવું એ મારે માટે અને મારાં શરીર માટે [એક આશીર્વાદ સાથે] તુ જાહેર કર [જબરો ઉત્સાહ મજબુત મન છે. જે બીજા કોઇની પણ મદદની આશા રાખતું નથી], તેમજ આબાદી, જે સંપૂર્ણ અશોઈ છે. [(યાને) દોલત, જેથી ઘણુ સુખ ઉત્પન્ન થાય છે]

**૨૮.** ૮૫) અમને જેઓ પીડા દે છે, તેમની પીડામાંથી અમને તું છોડવ, જેઓ બુરૂં વિચારે છે, તેમની વિચારશકિત તુ ખુંચવી લે. ૮૬) જે કોઇપણ શખસ આ ઘરમાં, આ ગામમાં, આ પ્રાંતમાં, (અને) આ દેશમા દૂષભાવ રાખનારો માણસ છે [એટલે જે પાપી પુરૂષ છે],

**૨૯.** ૮૭) તેના બન્ને પગનું જોર તુ લઈ લે, ૮૮) તેની વિચારશકિતને તું ઉંધા વાળ ૮૯) તેના મનનું તુ ભંગાણુ કર, [એટલે તેને તું અકારત કર]; ૯૦—૯૨) જે કોઇપણ

† જુઓ પ્રસ્તાવના હોમ યશ્તનો જમાનો. ‡ અવસ્તા "કા ના વચ અર્ષુખ્ધ", આ વાકય કોઈ અઘરી અને કદાચ ગુમ થયલી અવસ્તા કેતાબનો છે

(માણસ) અમારા મન તરફ દ્વેષભાવથી વર્તે છે, [(યાને) જેથી અમે એક પવિત્ર બાબત ઉપર વિચાર કરી શકતા નથી], અને જે અમારા શરીર તરફ દ્વેષભાવથી વર્ત્તે છે, [યાને તે અમારા શરીરને દ્વેષથી જોએ છે], તે પોતાના બન્ને પગ ઉપર ચાલે નહિ, તે પોતાના બન્ને હાથથી ઘણું (કામ) કરવાને શકિતવાન થાય નહિ, પોતાની બન્ને આંખે દુન્યા જોએ નહિ અને પોતાની બન્ને આંખે પશુ જોએ નહિ.

**૩૦.** ૯૩) રાતા રંગના, ભયકર, ઝેરી અઝદાહની સામે થવા માટે, ૯૪) **જે (અઝદાહ)** અશો માણસનાં શરીરનો નાશ કરે છે, (તે સામે) અએ સોનેરી હોમ! એક બચાવ તું જાહેર કર [એટલે એક ઉપાય તુ કહે.). ૯૫) (અશોઇથી) વિરૂધ કામ કરનારો બદમાશ, જે (ખરાબ જબાનથી લોકને) દુઃખ દે છે, (અને) ૯૬) જે અશો માણસનાં શરીરનો નાશ કરે છે, તેની સામે થવા માટે, અએ સોનેરી હોમ! એક બચાવ તુ જાહેર કર [એટલે એક ઉપાય તુ કહે.]

**૩૧.** ૯૭-૯૮) દોજખી, અન્યાયી, અને ઘણી નિંદા કરનારો માણસ, જે અશો માણસના શરીરનો નાશ કરે છે, તેનાં માથાંની સામે, અએ સોનેરી હોમ! એક બચાવ તું જાહેર કર [એટલે એક ઉપાય તું કહે]. ૯૯-૧૦૦) દુન્યાનો નાશ કરનાર નાપાક આશ્મોગ, જે આ દીન ઉપર વિચાર અને વચન આપે છે, (પણ) પોતાના કામથી તે ઉપર મ ડેલો નથી, [યાને તે વિચારે છે કે હુ જે કહું છુ તે હુ કરૂં કે હું નહિ કરૂં], (અને) જે અશો માણસના શરીરનો નાશ કરે છે તેની સામે થવા માટે, અએ સોનેરી હોમ! એક બચાવ તુ જાહેર કર [એટલે એક ઉપાય તુ કહે.]

**૩૨.** ૧૦૧-૧૦૨) પણ્ય સ્ત્રી, જે નાતવાની ઉત્પન્ન કરનારી, [યાને તેણી ચીજોનો નાશ કરે છે], દુશ્મની લાવનારી, [એટલે તેણી પાપીઓનું રક્ષણ કરે છે], (જે એક) શાકિની છે અને જેણીનુ મન પવનથી ધસડાતાં વાદળાં માફક ભમ્યા કરે છે, તથા જે અશો માણસના શરીરનો નાશ કરે છે, તે સામે થવા માટે, અએ સોનેરી હોમ! એક બચાવ તુ જાહેર કર [એટલે એક ઉપાય તુ કહે]. ૧૦૩) દરેક માણસ જે તેનાં એટલે અશો માણસના શરીરનો નાશ કરે છે, તેની સામે થવા માટે, અએ સોનેરી હોમ! એક બચાવ તુ જાહેર કર [એટલે એક ઉપાય તુ કહે.]

---

## ૧૦ મો હા.

**૧.** ૧) અહિંથી દેવો અને દેવોના મદદગારો [(એટલે) દેવીઓ] નાસી જાય. ૨) ઉત્તમ શ્રોશ અહિં રહે છે, [યાને તે (આ ઘરમાં) પરોણો થાય છે] ૩) અર્શિશવંઘ લક્ષ્મી અહિં રહે છે. અર્શિશવંઘ લક્ષ્મી અહિં ખુશાલ થાય છે, [યાને તેણી (આ ઘરમાં) પરોણા તરીકે આવે છે અને રમત કરે છે], આ ઘરમાં, જે હોમ જદનું છે, અને જે પવિત્ર હોમનું છે, [આ ઘર તે બન્નેનું છે].

**૨.** ૪) પહેલી ગાળણી વખતે જ્યારે હું તારી ડાંખલીઓ સાથે ઘડું છું, [એટલે જ્યારે હુ તને (હાવનિની) વચમાં મૂકું છું], ત્યારે અએ સારી બુદ્ધિવાલા (હોમ)! હુ સખુનથી

તારી સ્તુતિ કરૂં છું. ૫) બીજી ગાળણી વખતે, જ્યારે હું તને એક મરદના જોરથી કુટું છું ત્યારે અય સારી બુધ્ધિવાલા (હોમ)! હું સખુનથી તારી સ્તુતિ કરૂં છું.

**૩.** ૬) હું વાદળાં, તથા વરસાદની સ્તુતિ કરૂં છું, જે તારા શરીરને પર્વતનાં શિખરો ઉપર ખીલતુ કરે છે. ૭) હું ઘણા ઉંચા પર્વતોની સ્તુતિ કરૂં છું, જ્યાં તું, અય હોમ, ઉગી નીકળ્યો છે.

**૪.** ૮) આ ફરતી, પહોળી, તે સાહેબની મરજી બર લાવનારી, મારી બક્ષનારી પૃથ્વી, જે, અય પવિત્ર હોમ! તારૂં રક્ષણ કરે છે, તેની હું સ્તુતિ કરૂં છું. ૯) હું તે જમીનની સ્તુતિ કરૂં છું, [યાને હું તે જગાને ખાસ વખાણું છું], જ્યાં તું સુગંધ ફેલાવતો અને લાયકાત આપતો ઉગી નીકળે છે. ૧૦) વળી એક મોટી દોલત તરીકે, [(જે) આ દુન્યામાં સુગંધ અને લાયકાત, અને પેલી દુન્યામાં સેવટનું સુખ છે]. અય હોમ! તું પર્વત ઉપર ઉગી નીકળ્યો છે.

**૫.** ૧૧) આ પ્રમાણે તું ઘણા રસ્તાઓ ઉપર વિખરાઇ ગયો છે. દેખીતી રીતે તુ અશોઇની એક ખાણ છે, [એટલે તું કામ અને ભલાં કામનો વધારો કરે છે]. (અમારા) વિચાર અને વચનને બરોબર કર, [યાને તેમને વધારે અશો કર], ૧૨) તારા સઘળા પાતલા થડોની મદદથી, તારી સઘળી ડાળીઓની મદદથી, અને તારાં સઘળાં ડાંખળાંઓની મદદથી (તું એમ કર).

**૬.** ૧૩) જ્યારે હોમની વખાણ થાય છે, ત્યારે તે ઉગે છે. આ પ્રમાણે એક માણસ, જે તારી સ્તુતિ કરે છે, તે વધારે ફતેહમંદ થાય છે. ૧૪) ઘણાંજ નજીવાં હોમનાં (ગાળી) તૈયાર કરવાથી પણ, ઘણીજ નજીવી હોમની સ્તુતિથી પણ, ઘણાંજ નજીવાં હોમનાં પીવાથી પણ [નાની (હોમ) યસ્તથી પણ] દેવોનું હજાર ઘણું મારવું થાય છે.

**૭.** ૧૫) એક લહેજામાં દેખીતી રીતે ઉભી કીધેલી આપદાઓ આ ઘરમાથી નાબુદ થાય છે, ૧૬) જ્યાં તેઓ આરોગ્ય કરનારા હોમને (ઉપયોગને માટે તૈયાર કરેલો) હમેશ સઘરી રાખે છે, અને જ્યાં તેઓ તેની નિત્ય સ્તુતિ કરે છે, ૧૭) તે ઘરમાં, તેમજ તે હવેલીમા (હોમ) ખુબસુરતી અને તનદરોસ્તી જાહેર કરે છે.

**૮.** ૧૮) જ્યારે બીજી સઘળી વિદ્યા ઘાટકી હથીઆર રાખનારા ગુસ્સા સાથે જોડાયલી છે ૧૯) ત્યારે હોમની વિદ્યા અશોઇ (અને) ખુશાલી સાથે જોડાયલી છે, (અહિં અસલ સંસ્કૃતમાં વિદ્યા બોલ છે, પણ અવસ્તા અને પહેલવી પ્રમાણે કેફ બોલ વાપરવો ઠીક પડશે—કર્તા). [એટલે તે માણસોનાં કામ અને ભલાં કામ ખુશાલી સાથે (જોડેલાં) રાખે છે]. ૨૦) હોમની વિદ્યા સહેલી છે [કાંઈ ભારી નથી]. ૨૧) જે માણસો હોમને નાના દીકરા દાખલ કરી લે છે, [એટલે (તેની) પાસબાની કરે છે], ૨૨) તેઓનાં શરીર માટે હોમ ઘણીજ તનદરોસ્તી ઉત્પન્ન કરે છે

**૯.** ૨૩) અય હોમ! તુ મને તનદરોસ્તી આપ, જેથી તુને તનદરોસ્તી આપનારો કહયો છે, [એટલે કે તનદરોસ્તી આપી તું (મને) સારો કરે છે]. ૨૪) અય હોમ! તું મને ફતેહમંદી આપ, જેથી તુને ફતેહમંદીથી મારનાર કહયો છે. ૨૫) (આ તારી બક્ષેશોને) હુ ઘણીજ સારી રીતે દોસ્તીથી અને સ્તુતિથી ભરપાઇ કરી આપું છું, [એટલે હું તારો દોસ્ત

થાઉ છું અને તારી સ્તુતિ કરૂં છું ], કારણ કે મેં તેને (હોમને) એક દોસ્ત અને સ્તુતિ કરનાર તરીકે ઉત્તમ અશોઇથી પણ શ્રેષ્ઠ પેદા કર્યો † એમ મહાજ્ઞાની સાહેબ બોલ્યા, [ એટલે મેં દીનનો ફેલાવો કરનારાઓને દીન કરતાં પણ ઉત્તમ પેદા કર્યા, કારણ કે દીનનું ચાલુ રહેવું દીનના ફેલાવો કરનારાઓની મદદથીજ બની શકે છે ].

**૧૦-૧૧.** ૨૬-૨૯) જ્ઞાની અને માફી બક્ષનાર પેદા કરનારે તું જે લાયક (એટલે કારગત) છે, તેને [ બહેશ્તમાં ] પેદા કર્યો. જ્ઞાની અને માફી બક્ષનાર પેદા કરનારે તું, જે લાયક (એટલે કારગત) છે તેને નીચે [ આ દુન્યામાં ] ઘણા ઉંચા હરબુર્જ (પર્વત) ઉપર મૂકયો. ત્યાર પછી તુંને મહાન પુરૂષોનાં શિક્ષણ પ્રમાણે [ યાને ઇજદોએ કરેલાં સારાં ચિહ્નો પ્રમાણે ] પક્ષીઓએ અજાયબી ઉત્પન્ન કરનાર પારાસિક પહાડો ઉપર વીખેરી નાંખ્યો ૩૦) [ આ ફકરાનો શું અર્થ છે તે સસ્કૃતમાં લખ્યો નથી ]

**૧૨.** ૩૧) ત્યાર પછી તું, અએ મીઠા સોનેરી હોમ! પવિત્ર જથામાં જુદી જુદી સઘલી જાતનો ઉગી નીકલ્યો છે. ૩૨) પછી તુ ઉત્તમ વિચારના પ્રમાણથી તનદરોસ્તી સાથે [ જેટલો જોઇએ તેટલો ] જોડાયલો છે. ૩૩) હવે જે (માણસ) મારી સામે દુષ્ટ અવાજ કાઢે છે, તેના વિચારને તું ઉંધા વાળ, ૩૪) પછી જે મારી સામે દુષ્ટ અવાજ કાઢે છે, [ એટલે તે મારી સામે નાલાયક બાબત બોલે છે ] તેના મનની મસલહતને તું (ઉંધી વાળ).

**૧૩.** ૩૫) હોમને નમાજ (હોજો)! (તુંને) જે એક ગરીબને સૌથી પૈસાદાર માણસ જેવો ઉમદા દિલનો કરે છે, [ એટલે તું તેની ખુશાલી એક નાની ચીજથી એવી કરે છે કે જાણે પુષ્કળ ચીજોથી તે થઇ હોય ] ૩૬) હોમને નમાજ (હોજો)! (તુંને) જે એક ગરીબ મોબેદાન મોબેદના જેવા ઉમદા દિલનો કરે છે, [ એટલે તેની ખુશાલી ઇજસ્નીની ક્રિયાથી તું એ કરે છે કે જાણે મોહોર અને રાજવંશી દબદબાની વ્યવસ્થા કરવાથી તે થઇ હોય ]. ૩૭) અ હોમ! તું ઘણા માણસોને મોટા અને સંપૂર્ણ જ્ઞાનથી ભરપૂર કરે છે, ૩૮) જેઓ તુંને (જીવામ) સાથે ભેળી (ભેગાં મળેલાંઓને) હમેશ વહેંચી આપે છે.

**૧૪.** ૩૯) પેલા ગોધાની સીકલના વાવતા* માફક તુ લડાઇના સમયે મારી આગલથી જલ્દી ચાલી ન જતો, [ જે પ્રમાણે ગોધાની સીકલનો વાવતો એકજ જગાએ (ઉડે) છે, (તેમ) તું મા શરીર આગલ ના આવતો, (કારણ કે હુ) ખરાબ કામ કરનાર છુ]. ૪૦) હું તારી વિદ્યા મોટેથી જાહેર કરૂં છું, [ યાને હું (તેનો) સંગ્રહ કરૂં છું]. (મારી આગલ) તે સાહેબ (દાદાર હોર્મજદના) મરજી માટે તું આવ. [ યાને મારા મનની મુરાદ તે સાહેબની મરજી સાથે મલતી કર]. ૪૧ અએ પવિત્ર બુન્યાદના પવિત્ર હોમ! હુ તને આ શરીર આપું છુ, જે મને સારી પેઠે ખીલેલુ લાગે છે

**૧૫.** ૪૨) હું ભ્રષ્ટબુદ્ધિના બદમાશોની ટોળકીને [ નીચ માણસોના વર્ગને ] બચાવમા નાંખી દઉછું, (એટલે તેઓ ઉપર હલ્લો કરૂં છુ). ૪૩) જેઓ ધારે છે, [ કે અમે ઠગીએ છીએ ] અને જેઓ (ધર્મ) ગુરૂને અને હોમના (હોતૃને) ઠગે છે, [ (પહેલો) જે (ધર્મનો) અભ્યાસ કરે છે. અને (બીજો) જે ઇજસ્ની કરે છે]. તેઓને તું કાવત્રાંથી ખરતા કર, [ યાને તેઓને અનદીઠ કર], ૪૪) વળી હોમનો ઉત્સવ (માત્ર) (હોમ) પીવાને માટે જે જાહેર કરે છે, [ યાને તે

† આ વાકય કોઇ અજાણી અવસ્તા કેતાબમાંથી ટાંકેલો છે. કદાચ મહેર યશ્તના ૮૯ મા ફકરાનો ઇસારો અહિં હોય. * અહિં અસલ ઇરાની જુંડા દિરફશે કાવ્યાન વિષે ઇસારો છે, જે ઉપર અરબ લખનારાઓ પ્રમાણે ગોધાની એક સીકલ પાડવામાં આવી હતી.

હોમનો દરૂન ઇજાવતો નથી કોઇપણ (હોમ) પીએ છે], તેને હોમ એક ધર્મગુરૂ દીકરાની બક્ષેશ કરતો નથી અને વળી સારા છોકરાઓની નવાજેશ પણ કરતો નથી, [(એટલુજ નહિ) પણ એથી ઉલટા ખવાસના ફરજંદોની વૃદ્ધિ (તેને ત્યાં કરતો નથી)].

**૧૬. ૪૫)** હું પાંચમાં છું, હુ પાંચમાં નથી, [યાને હું પાંચમાં આવ્યો છું, હું (બીજા) પાંચમાં આવ્યો નથી]; ૪૬) હું ભલા વિચારવાળા સાથે છું, હું બુરા વિચારવાળા સાથે નથી, ૪૭) હું ભલા વચનવાળા સાથે છું, હું બુરા વચનવાળા સાથે નથી, ૪૮) હું ભલા કામ કરવાવાળા સાથે છું, હું બુરા કામ કરવાવાળા સાથે નથી, ૪૯) હુ તાબેદાર (માણસ) સાથે છું, [જે (એક ધર્મ)ગુરૂનો સ્વીકાર કરે છે[૧]], હું ના તાબેદાર સાથે નથી, [જે (એક ધર્મ) ગુરૂનો સ્વીકાર કરતો નથી], ૫૦) હું અશો સાથે છું, હું દોજખી સાથે નથી, ૫૧) જ્યાં લગી (દુન્યાની) આખેરીએ મીનો (ઇજિદો)નો ચુકાદો અપાશે ત્યાં સૂધી [આ બાબદ અમારે માટે પણ એમજ થાય]

**૧૭. ૫૨)** જરથુસ્ત્રે તેને (હોમને) કહયું, કે મજદના પેદા કીધેલા હોમને નમાજ (હોજો)! મજદનો પેદા કીધેલો હોમ ઉત્તમ છે [(આટલું બોલ્યા) પછી તેવણ (તેની) સ્તુતિ કરવા ગયા]. ૫૩) હું સઘળા હોમોની સ્તુતિ કરૂ છુ, જેઓ પર્વતોનાં શિખરો પર છે, તેમજ જેઓ નદીની ઉડી (ખીણોમાં) છે. (અહિં સંસ્કૃતમાં થોડાક બોલો ખવાઇ ગયા છે. પહેલવી પ્રમાણે નીચે મુજબ છે: અને જે (હોમ)ને પણ્ય સ્ત્રીઓ (પોતાની) પાસે સાંતી રાખે છે જ્યારે પણ્ય સ્ત્રીઓ (હોમથી) એક ખોટુ કામ કરે છે ત્યારે તેઓએ તેને સાંતી રાખેલો કહેવાય છે–કર્તા]). ૫૪–૫૫) (આ ફકરાઓ પણ પહેલવીને આધારે છે. સંસ્કૃત નાકેસ છે: જે હોમ) રૂપાંની રકાબીમાં છે તેમાથી તેને હું સોનાનીમાં નામું છુ, [યાને હું જોરનાં ફુલીઆથી તેને રકાબીમાં (તસ્તામાં) પસાર કરૂ છું–કર્તા]). હું તને (હોમને) જમીન ઉપર નામતો ની, (કારણકે) તું એવો ઉત્તમ અને અમૂલ્ય છે, (કે (તુંને) નકામો જવા દેવાય નહિ), [એટલે ની કીમત એક સર્વ સાધનવાળા માણસના જેવી છે]

**૧૮. ૫૬)** અએ હોમ! આ તારા ગાથા છે, [જે પ્રમાણે તું અને બીજા ઇજિદો (પોતાની લી) ગાથામાથી મેળવે છે, તેમ તારી ખુશાલી ખાસ આ હામાંથી છે. (પહેલવી પ્રમાણે)] તારી સ્તુતિઓ છે [એટલે આ હા તારી સ્તુતિઓ છે.] ૫૭) આ (હોમની) થોડીક ચાશનીઓ [નીરંગ (ભણવા) પછી (હોમ) ત્રણ વખત પીવો, અને સેવટે બાકી રહેલો કચરો નાખી દેવો]. આ સારી રીતે બોલાયલા સખુનો છે, [દરૂન, આ તારો દરૂન (જાણે) આ હા છે], ૫૮–૫૯) ખુબસુરતી અને ફતેહમંદી (તુ આપ). સૌથી સારી તનદરોસ્તીથી તું (અમને) તનદરોસ્ત કર; [યાને (અમારી) શાંતિ ઉત્પન્ન કર].

**૧૯. ૬૦)** આ તારી વિદ્યા હુ મોટેથી જાહેર કરૂ છુ અને તને (પણ) આશકારા કરૂ છુ, [(અને એ રીતે) હું તે જાલવી રાખુ છું]. તારી નિર્મળ વિદ્યા તુ જાહેર કર, તારી ઘણીજ સહેલી (એટલે ઘણીજ ઝડપી) વિદ્યા તુ ઉચ્ચાર. ૬૧) તારી સ્તુતિ કરનારા ફતેહમંદ થાય છે. સઘળુ જે ગાથામાં કહયુ છે.

**૨૦. ૬૨)** જે ગાય ઢોરને નમન કરે છે, તેને ગાય ઢોર તરફનુ નમન છે, [એટલે જે ગાય ઢોરને માટે પાણી તેમજ ઘાસચારો લાવી તેમને (ગોયા) નમન કરે છે, તેને ગાય ઢોર દુધ અને વાછરડા આપી ગોયા નમન કરે છે], ૬૩) ગાય ઢોર તરફથી તને માટે સખુન છે; ગાય

---

[૧] સદદરનસરના ૨૬ માં પ્રકરણ પ્રમાણે એક જરથોસ્તીની ફરજ છે કે તેણે એક ધર્મગુરૂને પોતાના ધર્મની બાબતમા બોમ્યા દાખલ સ્વીકારવો.

ઢોર તરફથી ફતેહમંદી છે, ૬૪ ગાય ઢોર તરફથી ખોરાક અને [illegible] જે પ્રમાણે ગા કહયું છે, કે જે ગાય ઢોર અને બકરાં મેંઢાંને નમન કરે છે, તેને [illegible] ઢોર અને મેંઢાં તરફથી નમન છે. અહિં પણ હું એક બાબત કહું છું, જેથી એક [illegible] માણસ ઘણોજ ફ મંદ થાય છે]. ૬૫) ગાય ઢોરની વ્યવસ્થા કરનાર [બકરાં મેંઢાંનો રક્ષણ કરતા] અમારે ખોરાક ઘણોજ પુષ્ટિકારક બનાવે છે, [યાને તે અમારૂં શરીર ખીલતું કરે છે].*

**૨૧.** સોનેરી, બુલંદ હોમને હું આરાધું છું. હોમ ફ્રાસમને હું આરાધું છું, જે જમીન આબાદીનો વધારો કરે છે. મોતને દૂર કરનાર હોમને હું આરાધું છું. ફિપતમના છોકરા જરથુશ્ત્રની અશોઇ અને વૃદ્ધિ (ફ્રવષિ)ને હું આરાધું છું. [આરાધનાનો ફકરો].†

---

## ૧૧ મો હા.

**૧.** ૧) ત્રણ અશો (જન) (બદ) દુઆના શબ્દોથી ખુલી રીતે રડન કરે છે, [યાને તેઓ બદુઆ દેછે]; ૨) (તેઓ) ગોધો, ઘોડો અને હોમ (છે). ૩) ગોધો પોતાના ધણીને બદુઆ દેછે, [જે (ફકત દોલત) ભેગી કરવામાં રોકાયલો છે], ૪) કે તું છોકરાં વગરનો અને બદનામી ભરેલો થજે, ૫) તું જે મારે ખાતર [લાયક માણસને] પૈસા આપતો નથી, ૬) (પણ) તું (તારી) બાયડી અથવા છોકરા અથવા (તારા) પોતા માટે અથવા તો (તારા) પોતાનાં પેટને માટે મને ફરબે કરે છે.

**૨.** ૭) ઘોડો હાંકનારને બદુઆ દેછે, કે તું લાયક (ઘોડા)નો હાંકનાર ના થતો. [લાયક (જના) તે ઘણાજ સરસ લાયક (એટલે તેજી) ઘોડા છે], તું લાયક (ઘોડા) ઉપર સવાર થતો ના, તું લાયક (ઘોડા)ને કાબુમાં રાખવાથી અજાણો રહેજે, [એટલે તું તેઓને કાબુમાં ના રાખી શકતો], ૯–૧૦ તું જે મારો મજબુત દમ, (જે ઘોડાના જોરની નિશાની છે), તેનો જે વખતે ઘણા લોકો ભેગા થયા હોય, અને જે વખતે લડાઇમાં પ્રવીણ થયલા ઘણા (પુરૂષો) હાજર (તે વખતે) કોઇએક કામમાં અથવા તો ન્યાય કરવામાં ઉપયોગ કરતો નથી.

**૩.** ૧૧) હોમ (હોમ) પીનારને બદુઆ દેછે, ૧૨) કે તું છોકરાં વગરનો અને બદનામ થજે, ૧૩–૧૫) (પહેલવી પ્રમાણે) તું કે જે મને નીચવવાથી (ગાળવાથી) દૂર રાખે અને તું મારો ઇજિશ્નીમાં ઉપયોગ કરતો નથી], જાણે હું એક મોતની સજા પામેલો ચોર [તે (ચોર)ને કોઇએ ભરોસાદાર ગણવો ન જોઇએ અને તું મને (તેની) બરોબર ભરોસાને નાલાયક ગણે છે], (પણ) હું, જે મોતને દૂર રાખનાર પવિત્ર હોમ છું, તે કાંઈ મોતની સજા પામેલો નથી (કર્તા).

**૪.** ૧૬) (પહેલવી પ્રમાણે) પેલા પવિત્ર હોરમજદ, જે મારા પિતા થાય છે, તેવણે (મારે હોમને માટે, પેલું હોમનું ખાણું હમેંશ માટે જાહેર કીધું છે, જે જીભ સાથનું જડબું અને ડાબી આંખ છે (કર્તા).

**૫.** ૧૭) જો કોઈ મારા (હીસ્સા) માંથી આ દરૂન (એટલે ખાણું), જીભસાથનું જડબું અને ડાબી આંખ છે તેને દાબી દેછે, અથવા તે (ચોરીને) પચાવી પાડે છે, અથવા (તે છીની લેછે), કે જે (દરૂન) મને પવિત્ર હોરમજદે (મુકરર કરી) આપ્યો છે,

---

જુઓ ઇજશ્ની હા. ૪૮, ફકરો ૫, લીટી ૪. * આ હાનો ૨૦ મો ફકરો તે બેહરામ યશ્તનો ૬૧ મો ફકરો પણ છે. † યેંઘ્હે હાતામનો ફકરો.

૬. ૧૮) તા[illegible] [illegible]માણસના) ઘરમાં એક (ધર્મ) જુરે, અથવા એક લડવૈયો, અથવા ખેડુત જન્મ[illegible] [illegible]. ૧૯) પણ તે ઘરમાં એક નિશાની...અને આબાદાઇ [પેલા શિક્ષા-રાઓ] સંપૂર્ણ ... [illegible]નજો. (આ ફકરો પહેલવીમાં તેમજ સંસ્કૃતમાં ઘણો ગુંજવાડા ભર્યો છે. [illegible]સ્કૃતમાં કેટલાક બોલો બ્યાઇ ગયા છે. એ. કાવસજી કાંગા અવસ્તા ફકરાનો નીચે મુજબ તર-[illegible]મો કરે છે: પણ તે ઘરમાં દુ:ખ દેનારા, મોતકારક તથા મકકરબાજ (માણસો) પેદા થાય–કર્તા).

૭. ૨૦) ઝડપથી તે (હોમ) ઘણીજ સારી રીતે હોમનો સૌથી દૃઢ ઉત્સવ ખુલ્લો મૂકે છે, ગાયદેરોનો નાશ કરે છે]. [હોમ દરૂન જાહેર કરે છે કે...] ૨૧) હોમ તુને [બડાઇના બંધથી] બાંધે નહિ. (પૃથ્વીના) ત્રણ ભાગમાંના વચલા ભાગમાં સફેદ તૂરરક લોકો વસે છે. [આ પ્રમાણે તારૂં બંધાવું ન થાય.] (પહેલવી પ્રમાણે ૨૧ અને ૨૨ મા ફકરાનો આ પ્રમાણે તરજુમો થાય છે: જે પ્રમાણે હોમે પેલા બદમાશ તૂરાની ફ્રનઘરસીઆક (અફ્રાસીઆબ) ને પૃથ્વીના ત્રણ ભાગમાંના વચલા ભાગમાં બાંધ્યો તેમ તુને તે બાંધે નહિ. જે (ફ્રનઘરસીઆક)ની આસપાસ એક લોખંડનો કીલ્લો બાંધી લેવામાં આવ્યો છે–કર્તા).

૮. ૨૩) જરથુશ્ત્રે તેને (હોમને) કહ્યું. કે હોમને નમાજ (હોજો)! મજદનો બનાવેલો હોમ ઉત્તમ છે. હોમને નમાજ હોજો!

૯. ૨૪) જ્યારે અમારાથી એક†[અશો કામ, જે એક માણસ કરે છે] (તે થાય છે), (ત્યારે) [બનવા જોગ પણ છે] કે [આ સુખ] જે તારી (હોમની) તરફથી અમને મળ્યું છે. તે બમણું. ત્રમણું, ચાર ગણું. પાંચ ગણુ, છ ગણું સાત ગણું, આઠ ગણુ. નવ ગણું અને [illegible]શ ગણું (થાય)

૧૦. ૨૫) અએ પવિત્ર બુન્યાદના પવિત્ર હોમ! હું તને આ શરીર આપુછું. જે મને [illegible] રીતે ખીલેલુ માલુમ પડે છે, ૨૬) [જેથી] તારી વિદ્યાને વાસ્તે (અને) ઉત્તમ હોમને [illegible] મુક્તિ માટે [એટલે પવિત્રાઈ માટે] [તે થોડું ઘણું જ્ઞાન પણ મને મળે] ૨૭) અને [illegible]એ મોતને દૂર રાખનાર પવિત્ર હોમ! તુ મને ઘણીજ સારી રીતે અશો લોકોનું ઉત્તમ [illegible] ન બક્ષ. જે સંપૂર્ણ સુખ આપનારૂં છે [અશેમ વોહુ ૩] [illegible]ણે)]

૧૧. ૧૬) યજશ્નીના ૮ મા હાના ૫–૮ ફકરા પ્રમાણે.

૧૭. ૧) હું ભલા વિચારો. ભલા વચનો, અને ભલાં કામોની વિચાર, વચન, અને કામ[illegible] સ્તુતિ કરૂ છું. ૨) હું સઘળા ભલા વિચાર. ભલા વચન અને ભલા કામને મજબુત વળગી રહું છું ૩ હું સઘળા બુરા વિચાર. બુરા વચન. અને બુરા કામનો ત્યાગ કરૂં છુ

૧૮. ૪) અએ અમશાસ્પંદો. હુ તમારે માટે સારી રીતે બક્ષેશ કરૂ છુ, [એટલે તમારી દક્ષિણા કરૂં છું], ૫–૬) (ખાસ કરી) ઉત્તમ વિચારથી, ઉત્તમ વચનથી અને ઉત્તમ કામથી, ઉત્તમ દર્યાફ્તથી [(મારી) બુદ્ધિની ખીલવણીથી] ઇજિસ્ની અને નમાજ તેમજ સારી રીતે મારી જીવની જીવનશક્તિ [હું તમારે સ્વાધીન કરવા (તૈયાર) રાખું છું "તમારે સ્વાધીન કરવા તૈયાર [illegible]ખવું" એટલે જ્યારે (મારૂં) શરીર આત્માને ખાતર આપવુ વાજબી હોય. ત્યારે હું તે ખાસ [illegible]પુ છું] † [હું અશોઇની સ્તુતિ કરૂ છુ]

---

† જુઓ પતેત પશેમાની ૧ લો કરદો—કે ઇન તન રવાનરા બઆવાયદ દાદન બદ્હોમ.

આ પુસ્તક "શાહનામા પ્રેસ," નાં૦ ૧૨, કંત્રાકટર બીલ્ડીંગ, કારવાર સ્ટ્રીટ,
ફ્રીયર રોડ, કોટ, મુંબઇમાં ફરામરોજ પીરોજશા વખારીઆએ
છાપ્યું છે, અને જમશેદજી માણેકજી ઉનવાલાએ
નવસારી મરીઅમપુરામાંથી પ્રગટ કર્યું છે.